।। શ્રી ગોવર્ધનધરો વિજયતે: ।।



વાણી ગુણાનુ કથને શ્રવણૌ કથાયાં,
હસ્તૌ ચ કર્મસુ મન સ્તવ પાદયોર્નઃ ।।
સ્મૃત્યાં શિરસ્તવ નિવાસ જગત્પ્રણામે,
દૃષ્ટિઃ સતાં દર્શનેસ્તુ ભવત્તનૂ નામ ।।

પ્રભુ પ્રસાદ.

શ્રી મુંબઇમાં [illegible]બાગમાં સ્ત્રી સત્સંગ મંડળ સમક્ષે.
પુજ્ય બેનકોરબાઇનાં ઉદ્દભવેલ ઉદગાર

પ્રકાશક:-ગં૦ સ્વ૦ શુભદ્રાબાઇ દલપતરામ જમનાદાસ
(પેહેલી આવૃતી) અમુલ્ય. (પ્રત ૧૫૦૦)

**શ્રી કૃષ્ણાય નમ:**

**પદ ૧. પ્રભુ પ્રસાદ.**

—

પ્રભુ દયાળુ છે

નમુ પુરૂષોતમ પ્રભુ પ્રેમથી
શુધ્ધ વ્રત અને શુભ નેમથી —નમુ.
નારાયણ નારદને કહે છે
સુત પુરાણીક સૌનક આદીને
મલ મારા સુધર્યો, પ્રભુ શરણથી—નમુ
સૌલે કે ગયો વીષ્ણુ સાથે
પડયો શરણ પ્રભુ ઝાલ્યો હાથે
તુ મનાશે તું મુજ સ્વરૂપથી—નમુ
તુજ પાસમા ધર્મ કર્મ જે
કરશે તેને પુણ્ય ઘણું છે.
થાઉં રાજી ભકતના પુજનથી—નમુ
શરણાગત વત્સલ શ્રી સ્વામી
ભજે ભાવથી તજી એ ખામી
તેને પુરૂષોતમ તજતા નથી—નમું.

**પદ ૨.**

પ્રભુ ઉઠતા સમય અરજી હમારી, ઇચ્છીએ સદા આપ ભકિત તમારી
ધર્મે ગેહુ સદા વૃતી હમારી, કર્મ સદા થાય સારા વીચારી
કદી નહિ દુરગુણો અંગે ન લાગે, સદા સત્ય ને સંગતો રંગ લાગે
જગતના જનો સર્વે સ્નેહીજ જાણો, સદા આપના ચરણમાં ચીત લાગો.

## પદ ૩ જું.

પ્રાઃત કાળે પ્રભુજી આપનું શ્રવણ પ્રેમથી કરીએરે,
તેથી આખો દીવસો, હમો આનંદથી ફરીએરે.
કરીએ વીનંતી દામોદર આ દેહની રક્ષા કરજોરે,
આપ કૃપાથી ઇંદ્રીઓ સહુ સાચે ઠામે ઠરજોરે,
મત્શાવતાર ધારી પ્રભુજી જળથી રક્ષા કરજોરે
બટુક બનેલા વામન પ્રભુજી સ્થળમા રક્ષા કરજોરે.
ગોવીંદ પ્રભુજી સદાએ, અમારી ગર્વથી રક્ષા કરજો રે
કેશવ પ્રભુજી કામ ક્રોધ, શત્રુથી રક્ષા કરજો રે,
અહંકારથી અનંત પ્રભુજી, સદાએ રક્ષા કરજો રે;
ધન્વંતરી પ્રભુજી કુપથ્યમાથી, રક્ષા કરજો રે.

## પદ ૪

દીલમે દેખી લીઓ. એ રાહ:

પ્રભુ હવે એ આપો એ આપો
પેલા નાશ કરો સૌ પાપો—હરી હવે એ આપો.
પ્રભુ ભક્તિ રદયમાં સ્થાપો,
જેથી નડે નહિ ત્રીતાપો— હરી હવે એ આપો એ આપો.
કામ ક્રોધને પ્રભુજી કાપો
નહિ લોભ મોહ મનમા નહી વ્યાપો—પ્રભુએ.
તન મન પ્રભુ શુધ્ધ કરી નાંખો,
ચરણ શરણ હવે દયા કરી રાખો—પ્રભુ એ આપોરે.

## પદ ૫

પ્રભુજી હમે માંગીએ કૃપા કરો કરો કરો.
સત્ય જ્ઞાન અંતરે ભરો ભરો ભરો,
ટરો એવો મન ભાવ, આપમાં રહે ખરો,
અવરમાંથી મોહ નીસરો સરો સરો.
ચરણ કમળ આપના હૃદયમાં ધરો ધરો,
દીવ્ય મુર્તી આપનીજ નેનમાં ઠરો ઠરો,
સદા રહે વીશ્વસ આપ નામમા ખરો ખરો.

## ગઝલ પદ ૬

હમો હરી રંગમાં રાતા હમે હરી રંગ મદ માતા
લઇ હરી રંગ ખુશ થાતા, હમે હરી રંગમા રાતા—૧
અમારા પ્રભુ એના એ, અમરા ગુરૂ એના એ.
અમે સૌ વેશત્રો પણ એ લખનારા જુઓને નજરે—૨

## પદ ૭ મું.

ચલોને એનો સતસગ ગંગા તીરે—જીવનમાં જળ ભરવારે.
તીરે આવીને એનો શુધ્ધ કરો દેહને હરી રસ તેમા ઠરવારે-ચાલો.
તન મન શુધ્ધ કરી જ્ઞાનને શરણે લાગો અનુભવ ગળવારે—ચાલો.
સંસાર તાપથી તપેલા જનને ટાઢા ગંગાજળ ભરવારે—ચાલો.

## પદ ૮

જીવ તું હરી હરી જપરે. ફરી મુરખમાં નહિ ખપરે
ફરી તું મુરખમાં નહિ ખપરે,
હરી નામનું પાન કરીશ તો, જન્મ મરણ જશે ટપરે,
હરી નામથી શુદ્ધજ થશે, નહિ નડે માયાની લપરે,
જીવ તું હરી હરી જપરે, ફરી તું મુરખમાં નહિ ખપરે.

## પદ ૯

સત બુધ્ધી સૌને આપો, શ્રી હરી સત બુધ્ધી સૌને આપો
કલેશ કરે નહિ કોઇ કોઇને,
પરને કરે ન સંતાપો, શ્રી હરી સત બુધ્ધી સૌને આપો
નીંદા ન કરે ધરમથી ચાલો.
અધર્મ તેજ ઉથાપો, શ્રી હરી સત બુધ્ધી
માગે સૌ પ્રભુ, ચરણે ચીત, રહે
ક્લેશને કષ્ટજ કાપો, શ્રી હરી સત બુધ્ધી

## પદ ૧૦

એજ ઘડી વાપરો ભજનમાં એજ ઘડી વાપરો,
ત્રીસ ઘડી ખાવાને બેસો ત્રીસમાં નીંદ્રા કરો—ભજનમાં
એજ ઘડી નીરાતે બેસી, હરી ચરણે ચીત ધરો
સહેલો ને સીધો એજ ઉપાયથી, કાંઇ નથી આંકરો—ભજનમાં
હરે કૃષ્ણ તું સાંભળ અરજુન અભ્યાસે મન ધરો
ભજનમાં એજ ઘડી વાપરો.

## કવાલી પદ ૧૧

મંદીરમાં હાજરી દેજો, મન્દીરમાં હાજરી દેજો,
મનથી રાક થઇ રહેજો, મન્દીરમાં હાજરી દેજો,
દુખીને દાનતો દેજો, કથામાં કાનતો દેજો;
ગરીબી જ્ઞાનમાં રેહજો, મન્દીરમાં હાજરી દેજો.
પ્રભાતે રામને રટજો, ગીતાનાં પાઠતો કરજો;
ગુરૂનાં જ્ઞાનમાં ગળજો, મન્દીરમાં હાજરી દેજો,
શીખામણ શરાતની લેજો, સદા સહુ પાપથી ડરજો
કપટથી રામ નહિ રીઝે, મન્દીરમાં હાજરી દેજો
ખરાબી ટેવને ખોજો, જગતનાં ઝાંઝવા જોજો
સદાએ તત્વમાં રહેજો, મન્દીરમાં હાજરી દેજો.

## પદ ૧૨ હોરી.

હોરી ખેલે નાના કાના, ચાલ્યા પ્રભુ છાના માના
ખેલ ખેલે ભાત ભાતના રે,—રસીક પ્રભુ
સરખે શરખા સખા લઇને-ગુલાલોની ઝોળી લઇને
ભરી પીચકારી લઇને રે,—રસીક પ્રભુ
સખી સાથે રાધા ચાલ્યાં, રંગ ભાત ભાતનાં ઝાલ્યા
મારગમાં પ્રભુને ભાલ્યા રે,—રસીક પ્રભુ
પકડી રંગે નવડાવ્યાં, અબીલ ગુલાલ નાંખ્યા
ગોપીઓએ થોપી રાખ્યાં રે—રસીક પ્રભુ
મોરલીને ઝોંટી લઇને, રાધા વગાડે આઘા જઇને
હસે સરવે તાળી દઈ ને રે,—રસીક પ્રભુ
શામળાએ ફગવા દઈ ને, માંગી લીધા મોરલીને,
જાણે એજ જાણે એને રે,—રસીક પ્રભુ
પ્રકૃતિ તે રાધા જાણો, પુરૂષ પ્રભુ પરમાણો,
ખેલ આ રચ્યો છે જાણો રે,—રસીક પ્રભુ
સરવે એનો હોરી ગાવો, ગાઇને સુખી થાવો
શ્રી વલ્લભને ચરણે જાવો રે,—રસીક પ્રભુ

## પદ ૧૩

એની પુરૂષોત્તમ માસનાં દીન ઉતમ બહુ ગણીએ રે,
સ્નાન દાનને ધર્મથી પાપો હણીએ રે.
મનુષ્યા દેહનું સાર્થક એજ છે,—ધર્મથી ચાલો રે.
આ લોક અને પરલોકમાં સુખેથી માલો રે—એની
હોય ધન તો જરાએ મન કંજુશ નવ કરવું રે.
નહિ તો આ ચોખ્ખુ ચીત, હરી ચરણુ વરવું રે—એની
સતસંગ ગંગાજળમાંહી સદાય એની નાવું રે.
ત્યાં જઇને લેવું પ્રભુ નામ પવીત્રજ થાવું રે—એની
આ સંસાર સાગર ભારી ભજન બહુ કરજે રે
જેના નામેથી પત્થર તરતાં, તેને નામે તરજે રે—એની

## પદ ૧૪

તમે ડાહયા થઇને બેસો બેન રામ સભામા.
કોઇને કડુ વચન નવ કહેશોરે રામ સભામાં
સોને માન બરાબર દેશોરે રામ શભામાં.
તોતો શતસંગનું ફળ લેશોરે રામ સભામા.
તમે ડાહયા થઇને આવોરે રામ સભામા.
મુખથી ગોવીંદનાં ગુણ ગાવોરે રામ સભામા.
તો આ જગમાંહી ફાવોરે રામ સભામાં.
હરી ભજીને લેશો આ લ્હાહવોરે, રામ સભામાં.
તમે ડાહયા થઇને આવોરે રામ સભામા.

## ભજન ૧૫

ધન્ય ધન્ય અયોધ્યા ગામને, ધન્ય રઘુકુળ નામને.
ધન્ય ધન્યરે રૂડા સરજુના નીર, પુરણ બ્રહ્મ પ્રભુ પ્રગટીયા
ધન્ય ધર્મીષ્ઠ દશરથ તાતને,
ધન્ય સતી કોશલ્યા માતને,
જેણે જનમીયાંરે રૂડા જગતમાં ભુપ,—પુરણ.
ધન્ય શુક્લ પક્ષ મધુ માસને,
ધન્ય પુષ્પ નક્ષત્ર રવીવારને,
ધન્ય ધન્યરે રામ નવમીનો દીન,—પુરણ.
જીરે સાધુજનને ઉધ્ધારવા
જીરે દુષ્ટ જનને મારવા,
ધર્મ સ્થાપનરે કાંઇ કરવાને કાજ—પુરણ
દેવ વીમાને બેસીને આવીયાં.
દીવ્ય પુષ્પે પ્રભુને વધાવીઆં
રૂડા થાયરે દેવ દુંદુભીનાં નાદ—પુરણ.

સુણી સુત જન્મ દશરથ રાયજી
ગુરૂ વશીષ્ટ લાગે પાયજી
દે છે ગાયોને મોંઘી મુલનારે દાન—પુરણ
રૂષી મુની સૌ આશીશ દેય છે
પ્રજા પ્રભુના ઓવારણા લેય છે
સૌ મુખથારે કરે છે જયજય ગાન—પુરણ બ્રહ્મ પ્રભુ પ્રગટીયા

પદ ૧૬

એવી શ્રી કૃષ્ણ શરણમમ બોલતા રહો—બોલતા રહો
ગુરૂએ બતાવ્યુ જે નામ તમોને
લઇનામ પ્રેમ થકી ડોલતાં રહો—એવી શ્રીકૃષ્ણ
કૃષ્ણ તણા નામ થકી કંઇક જીવા ઉધયા
કહી કૃષ્ણ રદય પડદાં ખોલતાં રહો—એવી શ્રીકૃષ્ણ

૧૭ રાગ પ્રભુ પાલવ પકડીને.

બીમા તીરે શ્યામ શરીરે, વીઠલ નાથજીરે.
પોતે પરમાત્મા પુરષોતમ. શ્રી સંગાથ
સેવા લેવા દેવા આવ્યા પંઢર પુરમાંરે

સાખી

દેશ દેશથી ભગત જનો, દરશન કરવા કાજ
આવે તેને તેડવા, આવે ગોર . સમાજ
પુછે નામ કુળને વળી પીતાનાં નામંનરે
જાણી તેડી લાવે, પંથીક આળા માય.
સેવા લેવા દેવા ઉભા પંઢર પુરમાંરે

## સાખી.

ઉતારો નિશ્ચય કરી, ચંદ્રભાગા સ્નાન,
કરતાં પાપ બળી જતાં, લાગે પ્રભુનું નામ
પરથમ પુંજાવે પ્રભૂ પરમ ભક્ત પૂંડરીકને
વચને બંધાયેલા ઉભા સુંદીર સ્યામ—સેવા લેવા દેવા

## સાખી.

મન્દીર માંહી પેસતા, પેલા ભગત નામદેવ
સામે ચોખા મેલછે, મહાર જાત છે જે
ભક્ત વત્સલતા ખરી બનાવી ત્યાં હરીરે.
અજત આમન્ત્રણને ચંડાળ સૈય સમાજ—સેવા લેવા.

## સાખી.

પગથી ચડી ઉપર જતાં, દુરથી દરસન થાય.
ગણપતી હનુમંતને વળી, ગરૂડ સ્થંભ દેખાય.
એમ જપતાં નામ, શ્રીહરીનાં ચરણમાંરે,
દરશન કરતા છુટ્યા, જનમ મરણનાં બંધ—સેવા લેવા

## સાખી.

પાંડુરંગ કહે છે સહુ, પણ વીઠલ ધન નામ.
કડપર હાથ દઈ ઉભા, દીઠા પુરણ કામ
નહી કાંઈ આયુધને જોડી મોરલી કે છડીરે.
નહી કાંઈ આભુષન, સાદા પોશાકે શ્યામ—સેવા દેવા

## સાખી.

જાત ભાત નહિ જ્યાં કંઈ, નહિ અજારી દેવ,
નહિ ગંદુ કે નહિ રૂડું, પ્રભુને સર્વ સમાન,
ચાહે ધન મુકો હારપાન તુળસી તણુંરે
ચાહે શીર ચરણમા, મુકો નકી પ્રાણ—સેવા દેવા
લેવા ઉભા પંઢર પૂરમાંરે

## સાખી.

પરીક્રમા કરવા જતા, કાનુ પાત્ર વેશ્યા જાત
લક્ષ્મીને બળી ભદ્રજી, જાંબુવંતી રાધા સાથ
પાછળ માતુશ્રી રૂખમણીને નીરખી હરખીયા રે
દીઠે દેવબીજા ચોરાસી પીઠ ઘસાય—સેવા દેવા લેવા

## સાખી.

પછી પ્રભુ સન્મુખ આવીને, કરવાં દંડ પ્રણામ
વીઠલ વીઠુબા આઇ કઈ, ઉભે જપતા નામ
જયાં ત્યાં મંજીરાને તંબુરા સંભળાય છે રે,
મન્દીરમાં હરીજનને નીરખી આનંદ થાય—સેવા દેવા

## સાખી

એઠક વલ્લભ ચાર્યની સામે તીર જણાય
હોડીમાં બેસી કરી, પુગી વૈષ્ણવ જાય
ત્યાં છે ગુરૂચરણને, ચરણ શ્રી વીઠલ નાથનારે
ત્યાં કરી કેસર સ્નાન. વૈષ્ણવ રાજીથાય—સેવા દેવા

## સાખી.

તે સીવાય છે સ્થળ બીજાં, ભક્ત જનોનાં ત્યાંય
દરસન કરી અરજ સુંણી, ભકતી રસ ઉભરાય
એવા થાવા ઇચ્છા, કરતાં સમરો શ્રી હરીરે.
કરશે શ્રીહરી કરૂણાં, તણે તાપ દુર થાય—સેવા દેવા

## સાખી.

પ્રભુને પ્રાત કાળમાં, કાકડા આરતી થાય
પછી પંચામૃતથી કરી પ્રભુને સ્નાન કરાય.
ભારે નીરખાય છે નખ સીખ સુધી શ્રી હરી રે.
તે સમયે પ્રભુ સ્યામ, મટીને ગોરા થાય—
સેવા દેવા લેવા ઉભા પંઢરપુરમા રે.

## પદ ૧૮

કોઈ કહેજો સંદેશો શ્યામ આવતા રહો
આવતા રહો. પ્રભુ આવતારહો—કોઇ
અમો ગરીબનું ગોકુળ શોભાવતા રહો—કોઇ.

### સાખી.

ગોકુળીયું સુનુ કરી, ગયા મથુરા ગામ
શહેરની શોભા જોઇને, મોહી ગયા ઘનશ્યામ
અમ અબળાનું દીલ નાં દુભાવતા રહો—કોઇ.

### સાખી.

કુંજ કુંજ સુની પડી, નવ સુણીએ બંસી નાદ
વ્યાકુળ હરણી સમ થય, કરીએ કયાં જઈ સાદ.
પ્રભુ આવીને મોરલી, બજાવતા રહો—કોઈ.
કુવામાં ઉતારીને, ખેંચી લીધા દોર
અમ અબળાનું શું ગજું, કરીએ જઇ કયાં શોર
પ્રેમ દોરીથી કાનજી નચાવતા રહો—કોઇ.

## પદ ૧૯

નાથ મારે મંન્દીર જરા આવતા રેજો આવતા રેજો ફરી આવતા રેજો
દાસગણી પ્રભુજી પોતાનો મીઠી નજર મહી લાવતા જજો
પ્રભુ કૃપા કરી ચંચળ મનને આવી જરા, સમજાવતા જજો
સમજીને શુદ્ધ થાય સૈત્યવર બુધ્ધી, હો તો પ્રભુ આપજ ભાવતા જજો

પદ ૨૦ મું.

॥ શ્રી કૃષ્ણાયનમઃ ॥

## ધર્મ્યામૃતમ્ (પુનમ ચાંદની રાહ)

કહે છે કૃષ્ણજી અર્જુન સુણતુ, અધ્યાય બારમોરે
ગીતામાં ધર્મ્યામૃત જે આઠ શ્લોક કહેવાય— કહે છે કૃષ્ણજી.

સાખી.

પ્રાણી માત્રમાં દ્વેશ નહિ, મૈત્રી કરૂણાવાન,
નહિ મમતા અહંકારને, ક્ષમા સુખ દુઃખ સમાન,
સંતોષી યોગી મન વશ, દ્રઢ નીશ્ચય જેહનોરે,
મનને બુદ્ધી જેણે મુજમાં અરપ્યાં હોય,
એવો ભકત મુજને, પ્રીય છે પાર્થતું જાણજેરે—કહે છે.
ઉદ્વેગ કરે નહીં કોઇને, કોઇથી નવ દુઃખાય
હર્ષ ભયા ઈર્ષ્યા ઉદ્વેગથી, છુટયો જે દેખાય
ઇચ્છા નહિ કાંઇ પવિત્ર, ડાહયો પીડા વગરનોરે
ઊદાસીન જગતમાં, આરંભ નહિ કરનાર
એવો ભકત મુજને, પ્રીય છે પાર્થતું જાણજેરે—કહે છે.
હર્ષ દ્વેષ શોક ઇચ્છા નહિ, નહિ શુભ અશુભનું ભાન
સરખા શત્રુ મિત્ર છે, માન અને અપમાન
ટાઢું ઊનું જેને સુખ દુઃખ સર્વ સામાન છે રે
જેને અશકતી આ જગમાં કંઇ નવ હોય
એવો ભકત મુજને, પ્રીય છે પાર્થતું જાણજેરે—કહે છે.
નીંદા સ્તુતી જેને નહિ, સૌની સંતોષી સદાય
ઘરમાં અસકતી નહિ, સ્થીર મતી જેની થાય.
પીયે છે શ્રદ્ધાથી આ. અમૃત રૂપી જ્ઞાન નેરે
માને છે જે મુજને, સદા પરમ કલ્યાણ
એવો ભકત મુજને પ્રીય છે પાર્થતું જાણજેરે—કહે છે.

## કૃષ્ણાર્પણ મસ્તુ પદ ૨૧

નામ લેને હરીનું નામ લેને
સદા રામકૃષ્ણ ગોવીંદ કેને—હરીનું.
દાન દેને સદા તું દાન દેના
પ્રભુ એ આપ્યું હોયે તો દાન દેને—હરીનું

### પદ ૨૨

લેને લેને લાવ સમય ફરી નહી આવે
ફરી નહિ મળે સમય, ફરી નહિ મળે—લેને
ધાનને મુકીને શીદ, ફોતરા દળે
શ્રી હરીના નામ વીના કંઈ નહિ વળે—લેને
ધન દીધું હોયજો પ્રભૂએ, દાનકર કરે
નહિ તો મુખથી કેજે, મુકુંદ માધવ હરે—લેને

### પદ ૨૩.

જે શરીરમાં સુખ તું માની રહ્યો
તેમાં શું રે ભર્યું છે વીચાર,—મીથ્યા રહ્યો મોહી
મેદ મજ્જાને માસ રગત ભર્યું,
પેટમાં મળમુત્ર કોઠાર—મીથ્યા રહ્યો મોહી
હાડકા મુર્ખા, નેમ નેનાં ચર્મ,
હાથ પગમા સહુ જગે હાડ—મીથ્યા રહ્યો મોહી
જોઇ ઉપરનું તુ ભુલીશમાં
માહી ભીતર તો ભંડાર—મીથ્યાં રહ્યો મોહી
છોડી દેહની સૌ ખટપટ અને
ભજ ભાવ થકી ભગવાન—મીથ્યા રહ્યો મોહી

## પદ ૨૪.

મારૂ મારૂ શુ કરે, તારૂ નહિ તલભાર
બધુ છોડી જાવું પડશે, મનાર પરિહાર.
પુત્ર નાર પરિવાર ચાર દીવસનાં સાથી.
ગર્થ અને ઘરબાર, એમા કહિ નહિ અપના.
મમતા માયા મોહ, કાળતો ફેરાં ફરતાં
કહે પ્રભુનો દાશ, મીથ્યા હું મારે કરતો.

## પદ ૨૫

વૃધ્ધોની સેવાથી કાર્યસરે,
માતા પીતા દેવમાની લેજે તું ખરે—વૃધ્ધો ૧
માટે બેનો સાસુ સસરાને દેવ જાણી
સેવા કરો તેની તમે ભાવ વડે—વૃધ્ધો ૨
વડીલોની આશીશ દેવના જેવી.
તેમાંથી અમૃતના ઝરણાં ઝરે—વૃધ્ધો ૩

## પદ ૨૬. આરતી.

નારાયણ નારાયણ લક્ષ્મી નારાયણ.
શરણાંગત વત્સલને છો ભવ તારાયણ—જયજય
નખશીખ સુંદર રૂપ, ચાર ભુજા ધારી.
વસ્ત્ર અભુષણ શોભે, શંખચક્ર ધારી—જયજય
જગતપીતા જગજીવન. લક્ષ્મી વામાંગે.
શુર નારદ શનકાદીક, સ્તુતી કરતાં આવે.—જયજય
દુષ્ટ જનોને દુર્લભ, શરણુ તમારૂ છે,
સત સંગતથી શુલભ, શરણુ તમારૂ છે,—જયજય નારાયણ
વીનયથી બેઉ કરજોડી, શરણે શીશનામુ.
માંગે મંડળ એટલું, દયો ભકતી સ્વામી—જયજય નારાયણ

## ધુન ૨૭ મી.

રાધે ગોવીંદ કૃષ્ણ રાધે ગોવીંદા
બાલ મુકુંદ કૃષ્ણ રાધે ગોવીંદા
નંદનનાં નંદ કૃષ્ણ રાધે ગોવીંદા
આનંદ કંદ કૃષ્ણ રાધે ગોવીંદા
વ્રજજનનાં આનંદ, કૃષ્ણ રાધે ગોવીંદા
વંદ્રાવન ચંદ્ર કૃષ્ણ રાધે ગોવીંદા
પરમ આનંદ કૃષ્ણ રાધે ગોવીંદા

*　*　*

ભાવથી ભજો તમે દેવકીનાં બાળને
દેવકીનાં બાળને, નંદતણા લાલને
નંદતણા લાલને, કંસતણા કાળને
કંસતણા કાળને, ભક્ત રખવાળને
ભક્ત રખવાળને, જગત પ્રતી પાળને

*　*　*

જય દેવકીનંદન રાખો શરણુ પ્રભુ
રાખો શરણુ પ્રભુ, રાખો શરણુ પ્રભુ—જયદેવ
ગોવીંદના ગુણગાન સુણાવ્યા કરો
એના પવિત્ર નામ ભણાવ્યા કરો—ગોવીંદ
એની ધુન ખાંહી ધુણાયાં કરો—ગોવીંદનાં

*　*　*

હરી ગોવીંદ ગોવીંદ ગાવેંગા
તો સકળ પદારથ પાવેંગા
હરી ગોવીંદ નામ બીસારેગા,
તો જીતી બાજી હારેગા.

*　*　*

હરી નામ સુધારસ પીજા
તો આ જગને જીતી જા

આવા હરી જન વહાલા ભજે નંદલાલ.
પ્રેમના પ્યાલા પીએને વારંવાર

* * *

રામકૃષ્ણ રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએ
રામકૃષ્ણ કીજીએ ગોવીંદ નામ લીજીએ

* * *

તેરી કયસી ગતી હોયગી શ્રીરામ વીના.
શ્રીરામ વીના સુંદર શ્યામ વીના—તેરી કયસી

## વિનંતિ.

સર્વે ભાવિક બ્હેનોને નમ્ર વિનંતિ છે કે શ્રી મુંબઇ મધ્યે બારભાયા મહોલ્લામાં નાગદેવી રસ્તા ઉપર સ્વર્ગવાસી શેઠ કલ્યાણજી શીવજીએ બંધાવેલા શ્રીરામચંદ્રજીના મંદિરમાં દરરોજ બપોરના કલાક ૩ થી ૪ સુધી શ્રી સદ્ધર્મ સુબોધક સ્ત્રી મંડળ નામનું સ્ત્રીઓનું એક મંડળ એકઠું થાય છે. જ્યાં હંમેશા નિતી ભકિતથી ભરપુર ઉપદેશોનું શ્રવણ કિર્તન થાય છે, અને તેવીજ રીતે સદરહુ મંડળ તરફથી સાંજના ૪ થી ૫ સુધી શ્રી માધવબાગમાં પણ તેવીજ અમૂલ્ય સદ્બોધ મળે છે, માટે ભાવિક બ્હેનોને અલભ્ય લાભ વિજ્ઞપ્તિ કરવામાં આવે છે, તેમજ ઉપર્યુકત મંડળ તરફ શ્રીરામચંદ્રના મંદિરમાં "શ્રી રામ સ્ત્રી ઉપયોગી પુસ્તકાલ ખોલવામાં આવેલ છે, અને તેમાંથી દરેક બ્હેનોને પુસ્તકો લવાજમે વાંચવા આપવામાં આવે છે, માટે તેના પણ લાભ વિનંતિ કરવામાં આવે છે.

લી૦

વ્યવસ્થાપક.

---

પ્રગટ કરનારઃ—ગં. સ્વ. સુભદ્રાબાઈ દલપતરામ જમના
૧લો પારસીવાડો, કાચવાલાનો માળો, મુંબઇ નં.
છાપનારઃ—શા. ચુનીલાલ અમીચંદ ઝવેરી નટવર પ્રિંટીંગ
સંઘવી સદન, સેંડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪.